# પ્રસતાવના.

ધર્મની પહેલી ફરજ અદા કરવાની લાયકાત તે ધર્મ આપનારા મહાન શિક્ષક ગુરૂ ઉપર જાનફેસાની કરવા માટેની છે. તે માહા ગુરૂ અશો સ્પીતામા જરથુસ્ત્રાએ, આપણા વડીલોને આપેલો ધર્મ હજારો વર્ષો ગયા છતાં આપણા જીગરમા, જાનમાં, માન, ઈમાન સાથે જાયજ છે. તે માટે તે બારેહકતાલા અહુરમઝદાની હજારો હજારો શુક્ર ગુજારી કરીએ, એમાં પણ આપણો ધર્મજ છે. આવા ભલા નેક, રાસ્ત દોસ્તનો આજે દુન્યામાંથી ગુજર પામવાનો વાર્ષીક રોજ છે, તે વેળા આ નવું કૃત, "ભાવિક ભક્તિ" પ્રગટ કરી સદાની ધર્મ યકીનમા પુર મ્હારી પારસી કોમના ચરણ પર ધરૂં છું. આ મ્હારૂ સાતમુ પુશતક છે. અને તેને અજવાળું આપવા અને અપાવવા માટે મરહુમ એફ.–દી. માસતર–બી૦ એ૦ નો ટયુટોરીયલ સ્કુલના હાલના સઘળા ઉત્સાહી માલેકોનો અંતકરણથી આભાર માનુ છું, કે તેઓએ મ્હારી અદના કલમના, અહુર અને સ્પીતામા જરથુસ્ત્રાને લગતા ગાયનો ચુંટી કાઢી, પોતાના સ્કુલના વિધ્યારથી સનમુખ તેને પુશતક રૂપે પ્રગટ કરી, ગાઈ જવા માટેનું માન આપી હેશાન કર્યું છે.

વિચારવું, અને ભલું વિચારવું સારૂ છે, સારૂ બોલવું અને સારૂ લખવું વધુ યોગ્ય છે, પણ તે બોલનારના અને લખનારના શબ્દો, અને લેખ ઉપર અમલ કરવું યા કરાવવું, ખરેજ ધન્યવાદ છે, યાને, જે તક ને, આ ભલા માલેકોએ આપી છે, અને તેવા બોલો પ્રચાર કરાવવા, ખાહેશ કરી છે, તે માટે, અહુરાનોજ અને સ્પીતામા જરથુસ્ત્રનોજ તેઓ ઉપર આશાષ બસ છે, કે એ કામમાં, ફકત ધર્મ સેવાજ તેઓએ કરેલી કહેવાય! આ પુશતકમાં મ્હારા આગલા નોટેશનો કરતા, વધુ બંધબેસ્તા નોટેશનો આપવા કોશેશ કરી છે, અને તેમા જો ભુલચુક થઈ હોય, તો ક્ષમા! કારણકે હું એક અદના છું.

આતકે મ્હારા પ્રિય વાંચકોનો અતિ નમન પ્રણામ પ્રણામ કરૂં છુ કે, મ્હારી ચોપડીઓ ખરીદી મ્હને, આમ વધુ પ્રયાસ કરવાની જોગાવઇ આપે છે. અહુર તેમનું કલ્યાણ કરો! આમીન!

જે નોટેશન નીચે કાપો હોય તે હારમોન્યમની પહેલી સફેદ ચાવીથી સાતમી સુધીના સુર, જેને કઇ કાપો ન હોય તે આઠમી ચાવીથી ચઉદમી ચાવીના સુર, જેને ઉપર કાપો હોય તે ત્યારપછીના સુર, જે "સા" ઉપર નીશાણી નથી તે વાયોલીનની ત્રીજી સ્ત્રીંગ, જે "પ" વગર કાપાનો તે વાયોલીનની બીજી સ્ત્રીંગ, જે "રે" ની ઉપર કાપો, તે વાયોલીનની પેહલી સ્ત્રીંગ, જે "મ૦"ની નીચે કાપોહોય તે વાયોલીનની ચોથી સ્ત્રીંગ સમજવી. જે સુરની ઉપર મીડું હોય તે કોમળ, જે સ્વરની પાછળ × હોય તો તે સ્વર, તેજ પ્રમાણે વજાડવો જેમકે સા×× તો "સા" વજાડતી વખતે ત્રણ જેટલા વખત સુધી વજાડવો કારણકે તેવી નોટેશનનો અવાજ ચાલુ રહેશે. જયારે સાસાસા એમ ત્રણ વાર હોય તો દરેક અવાજ છુટો આવશે, યાને ચાવી ત્રણ વાર દાબવી પડે, અને વાયોલીનમાં ત્રણ વાર લાકડી ફેરવવી પડે. અને સા×× હોય, તો એકજ લાકડી ચલાવી તેટલા વખત સુધી તે સુર વજાડવો તેમજ ગીતનો બોલ કેટલો લાંબો કરવો, તે ચોગડી જેટલી હોય તેટલો લંબાવવો. સેવટે બ્રિટનની શાહેનશાહને, ખરા દીલથી, ખરી વફાદારીથી, તેના રાજ્ય પતિ, અને પિતાને, તેમના કુટુબ અને રીયાસત સાથ સુખ અને સંપ ચાહી, આ કામ ખતમ કરીશુ, અને સેવટે આ ફરી ફરતા સાલનો "ખુરશેદ" ને હઝારો હઝારો નમનથી, દીલની ઝઝરતી લાગણીથી વધાવીશું!

તાબેદાર હરમીસ.

# "ભાવિક ભક્ત."

## બે બોલ.

બંદગી એ બેહશતની એક બારી છે, જેમાંથી કુદરતને જોવાને, તેના કર્તાને પિછાણવાને, તેનો પ્રકાશ પામવાને બની આવે છે. અંધકારમાં ઉજાશ આપનારી, દુખમાં સધ્યારો દેનારી, સુખમાં શાન આપનારી તે બુલંદ બતી છે.

બંદગીથી અષો જરથોશ્ત અહુરમઝદને મલ્યા. બંદગીથી ઇરાની શેહનશાહતના પાયા નખાયા. બંદગીથી તે સલતનત જગ આશકારા થઈ. બંદગીને છોડતાં તે બરબાદ બની. એવી એજમતી અસર કરનારી શકિત તે બંદગી છે.

બંદગી હજી જરથોશ્તીઓમાં જાયજ છે, અને તેનો વધુ અને વધુ પ્રસાર કરવાની ખાસ જરૂર છે. ભાઇ હરમીસની "ભાવિક ભકિત" બે ઘડી વાંચવા જેવી છે. પ્રથમથી છેડે સુધી બસ અહુરાની યાદી, તેના નામ અને કામ ઉપર ફિદાગીરી, તેની ખુબી અને બુલંદીની ખુશનુમાં સ્તુતિ હરમીસ ભાઈ ગાયા જાય છે; અને તે દિવ્ય ગાયનના તાનમાં એમના આત્માને અનંત આનંદ મળતો હોય, એવું સાફ જણાય છે.

ભાઇ હરમીસ જેમ ગાયણકાર છે, તેમ એક ચિત્રકાર પણ છે. પરંતુ સેવટની સુંદર પીછી જેમ ચિત્રકળામાં એવો વાપડે છે, તેમ ગાયન રચનામાં ધીરેથી વાપડે, એવો મારી વિનંતી છે. મિત્ર હરમીસની ભકિત ઉંડી છે. એમનાં ભજનો ગાવા અને સાંભળવા જોગ છે. તેના સારો વાંચવા અને વિચારવા જેવા છે. અગર, ગાયનોની રચના અને રહસ્ય ઉપર શાંતિથી શ્રમ કરતા એવો રહેશે, તો હજી ઉમદા ફળો જરૂર ઉપજાવી શકશે.

જે નેક નરની સારી જીંદગી પૂર્ણ ભકિતથી ભરેલી, જેને જન સેવામાંજ પોતાની જીંદગી અર્પેલી, તેની અષો યાદમાં આ "ભાવિક ભક્તિ" અર્પણ થાય, એ કેવળ ન્યાયી ગણાય. સદાના સાદા અને સંતોષિ, શાંત અને શરમાળ, સાલેસ અને હસતા, સ્વમાનિ અને સદગુણી, લોકપ્રિય શિક્ષા ગુરૂ,—તે મરહુમ ફરામજી દાદાભાઈ માસ્તર હતા. તેમની ટ્યુટોરયલ સ્કુલ તે તેમની જાણે પ્યારી પુત્રી હતી, એવી તેમની ઉંડી ભકિત હતી. એવી ભાવિક ભકિત સાથે એ શાળા ચાલુ રાખવામાં, અને આવાં ભાવિક પુસ્તકને ઉતેજન આપવામાં આવે છે, તે એમના કારોબારીઓને શોભા આપનાર છે.

સેવટે, મારા મિત્ર હરમીસના ભક્તિ રસમાં આપને છોટી રજા લેતાં એટલુંજ ચાહીશ, કે રાખો ભક્તિ, પામો શક્તિ, કરો સેવા, મેળવો દુવા! આમીન!

શુભેચ્છક,

બરજોરજી ફરામજી ભરૂચા.



બાળાને બોધના બંધનમાં બાંધવાને; જુવાનોને જીંદગીનો જેહમત ભોગવવાને;
શિક્ષકોનો મોભો માનથી ટેકવવાને;

જીવતોડ જેહમત કરી, સ્વર્ગવાસ થયલા, સરસ્વતિના સાચા સેવક,

**મરહુમ શેઠ એચ૦ દી૦ માસ્તર, બી. એ., ની અમર યાદમાં**

આ "**ભાવિક ભક્તિ**" અર્પણ કરૂં છું. કર્તા

## પાક અહુરા મઝદા.

યાદ કરો ઓ ભલા દીનદારો, આજે તે રોજ છે, કે જે દીવશે મહાન પયગમબર સાહેબ સ્પિતામાં જરથુસ્ત્રા, આપણને ધર્મ આપી આ ગેતી છોડી ગયા હતા ! યાદ રાખો, કે તે દીનની બરકતથી, તેના રસ્યભાવ ઉપર યકીને ચાલવાથી, આજે આ ઝાહોઝલાલીમાં ઝલકતા, મનસનીમાં મલકતા, દમ પેદમ, વરસ પર વરસ, પસાર કરીએ છીએ, અને જેમ વધુ અને વધુ સાલ જાયે છે, તેમ વધુ અને વધુ પ્રકાશ દેતો, તે મધુરો ચેહરો આપણી સામે, દીનદારોના હૃદયની સામે, તે મિનોઇ તરફ આંગલી દેખાડતો ઉભોછે, કે, "ઓ ભલાઓ, તમારે દાદારની દરબારમાં જવું છે." આટે ચાહો કે, "તે ભલાં અષો, નેક, પાક સ્પીતામાં જરથુસ્ત્રા ઉપર હજારો, લાખો, દશ લાખો, લાખોલાખ, આફ્રિન દુઆ હોજો ! આમીન !

### "મહારા અહુરાની યાદી.*"

અહુરાની યાદી સમાઇ રહે,-સમાઈ રહે છવાઈ રહે—અહુરા.
કેવો રસીલો રંગીલો સીંગાર-"તારા સીતારા ને અગ્ની અંગાર"
જાથુકના આનંદ કલપાઇ રહે.—અહુરા.
દીધો પ્રથમે પુત્ર પણોતો,-ભવ્યમાં પુરો જો તમે ગણો;
જેની ગ્નાની તરીકટ ગવાઇ રહે.—અહુરા.
હતો તે "સ્પીતામાં જરથુસ્ત્ર પેગમ્બર,"-હતો "અહુરાનો" પહેલો દીગમ્બર;
ભાવના જગત છલકાઇ રહે.—અહુરા.
દીધા કલામો સલામી ભરીને,-"અહુરાના" ભાનોના ભેદો કરીને;
ખરા માજદીયસ્નાન મલકાઈ રહે—અહુરા.



### પાક અહુરા સર્વ ઠેકાણે છે.

ઝીંઝોટી-ત્રીતાલ

ગાવો અહુરનો રંગ ઓ વ્હાલા સૂજ્જન ? જે યાદીએ થાય-ભારી ઉમંગ=
હૈડાનો હાર એ વહાલોજ અહુરા !-તન મન કરતો "**નાદ તે અહુરા**" !
હર કણકણમાં તેનોજ સંગ=ગાવો.
બરકત બોહોલી, આપે અહુરા-હરકત હોઇ કાપે અહુરા
"**અષોઇના**" તમ લાવો તુરંગ=ગાવો
"**અહુર તરફથી જરથોસ્ત્ર પ્યારો**"-આપી ચાલ્યો ધર્મ ન્યારો
ધર્મી રહીને વાળો ખંગ=ગાવો.

---

* નોટેશન માટે જુવો સગન સંગીત.

| ગાવો | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|
| **સાસા** | અ હુ રા નો | રં × ગ ઓ | વ્હા×ળા સૂ | જજન ગા વો |
| | **ધ઼ સા× ર** | **ગ × મ° ગ** | **સા× ગ ર** | **સા ×સાસા** |
| જે | યા × દી એ | થા × ય × | ભા× રી ઉ | મં ગ ગા વો=અહૂરા |
| | **મ°× મ°મ°** | **મ° × ગ મ°** | **પ ધ પ મ°** | **ગ × ર સા** |
| | હૈ × ડા નો | હા × ર એ | વ હા લો જ | અ હુ રા × |
| | **મ°× ગ મ°** | **પ × પ પ** | **ધ નીસાંની** | **ધ × પ ×** |
| | ત ન મ ન | ક ર તો × | ના × દ તે | અ હુ રા × |
| | **ધ ધ ધ ધ** | **ધ ધ ની°ધ** | **પ × ની°ધ** | **પ × પ ×** |
| | હ ર ક ણ | ક ણ માં × | તે × નો જ | સં ગ ગા વો= |
| | **ધ ધ ધ ધ** | **ધ ધ પ ધ** | **મ° પ પ મ°** | **ગ × રસા=** |

પાક સ્પીતામા જરથુસ્ત્રા, આપણને અહુરાનો ધર્મ સમજાવી ગયા, જે ધર્મમા કેવી બાહોલી બરકત, જેના સ્તોત, અથવા કલામ ખરા મને ભણવાથી, દરેક હરકત ટળી જાય, જે ધર્મમાં, આપણા પાક અહુરા મઝદા જગે જગે પમરતો છે, તેનું ભાન થાય છે, તે અહુરાના રંગને સદા સચ્ચાઈ, પાક પ્રીતથી પવિત્રતાઇથી ગાતા રહો!

---

## અષો એફ૦ દી૦ માસ્તરને મિનોઇનું માન હોજો!

માંડ જીલ્લો–દાદરો.

સર નમાવી આશિષ ચાહો–નેક રૂહને આજ!
એફ૦ દી૦ માસ્તર, પામે અહુરથી–ખરેજ મિનોઇ સાજ!
જ્ઞાન માટે, શ્રમ કેવો, લીધો બાળક કાજ!
દાઝ સાથે, શ્રમ લીધો ટયુટોરીયલ સ્કુલને કાજ=સર
જેને સ્વાર્થી સુખ ન જોયું–શાળા માટે તનને ખોહયું.
સાથે મનને સુ આશે ધોયુ–રંજ સાથે ગંજ ન જોયું.
હીમ્મત રાખી–સચ્ચાઈ ભાખી–વિપત ચાખી–ચાખી ખરે ધીર સાથ!
ચાહો તે જીવે અમાન–ચાહો! ગાવો! આજ!=સર

| ૧ | ૦ | ૧ | ૦ |
|---|---|---|---|
| સ ર ન | મા × વી | આ શિ ષ | ચા હ વો |
| **પ પ પ** | **પ × ધ** | **મ° પ મ°** | **ગ × સા** |
| ને × ક | રૂ હ ને | આ × × | × × જ |
| **સા ગ ગ** | **મ° ધ ધ** | **પ × ×** | **પ × ×** |

બીજી ત્રીજી અને ચોથી લીટી ઉપલીજ નોટેશને વજાડવી=સર.

| | | | |
|---|---|---|---|
| જે × ને | સ્વા × થી | સુ ખ ન | જો યું × |
| પ × ધ | ની સા સા | ની ની ધ | ની પ × |
| શા × ળા | મા × ટે | ત ન ને | ખો હ્યું × |
| સા × થે | મ ન ને | સુ આ સે | ધો યું × |
| સા × સા | સા સા ર | ની સા ની | ધ પ × |
| રં × જ | સા × થે | ગં જ ન | × જો યું |
| હી મ્મ ત | રા × ખી | સ ચ્ચા ઈ | ભા × ખી |
| ધ ધ ધ | ધ × મ° | પ પ પ | પ × ગ |
| વિ પ ત | ચા × ખી | ચા ખી ખ | રે ધી ર |
| મ° મ° મ° | મ° મ° × | ગ ગ ર | સા ર ગ |
| સા × × | × × થ | મા ટે તે | જી વે અ |
| સા × × | સા × × | સા ગ ગ | મ° ધ ધ |
| મા × × | × × ન | ચા × × | હ × વો |
| પ × × | × મ° ગ | મ° × × | × ગ ર |
| ગા × × | × × વો | આ × × | × × જ |
| ગ × × | × ર સા | સા × × | સા × × |

## બ્રિટનને જય ચાહો !

હમીર–ત્રીતાલ.

વચન ધરો તમે જયજયના ! જયજય ગાવો બ્રીટન અમલના ?
પામે કીરત હર જશના=વચન
“**કુળી કુળી રાજની**” હળીમળી છાંય, ભય હોય ટળી, આનંદ થાય
હૃદય લેવો એ પ્રાર્થના=વચન
જુગ જુગ એની ધજા થાય–સુખ શાન્તિ પ્રજા ગાય
એ ઉદ્દગાર લ્યો યશના =વચન.

| ૧ | ૨ | ૩ | ૦ |
|---|---|---|---|
| વ ચ ન ધ | રો × ત મ | જ ય જ ય | ના × × × |
| ની ધ ના સા | ની ધ ની પ × | પ × ગ મ° | ધ × × × |
| જ ય જ ય | ગા × વો × | બ્રી ટ ન અ | મ લ ના × |
| પ × પ × | ધ × પ × | ગ મ° ર સા | ર ર સા × |
| પા × મે × | કી × ર ત | હ ર જ શ | ના × × ×=વચન |
| ધ ની સા ર ની સા | ધ × પ પ | પ પ ગ મ° | ધ × × × |
| કુ ળી કુ ળી | રા × જ ની | હ ળી મ ળી | છાં × ય × |
| પ પ પ પ | સા × સા સા | સા સા સા સા | સા ર સા × |

| | | | |
|---|---|---|---|
| ભ ય હો ય | ટ × ળી × | આ × નં દ | થા × ય × |
| સા સા ગ ગ | મ° × ર સા | સા ર સાસા | સા × સા × |
| હ × દ ય | લે × વો × | એ × પ્રા ર્થ | ના × × × |
| ધનીસારનીસા | ધ × પ × | પ × ગ મ° | ધ × × × |

ચાહવો કે પ્રભુ પિતાજી, આપણા બ્રીટીશ શેહેનશાહને સદા સુખમાં રાખો ચાહો કે એના રૂડા અમલનો આસરો આપણા ઉપર સદા સુખ સાથ રહે! ચાહો કે એના રાજ્યમા આનંદ, સંપ અને સલાહ સદા પમરતી રહે! ચાહો કે એ નેક રાજ્યના કુટુંબમાં હંમેશગીનું આળા સુખ, પમરતુ રહે! ચાહો કે એવીજ રૂડી પ્રાર્થના, આપણા હઇડાં માહેથી, હરહાલ, હરસાલ, હરકાળ, પ્રગટી રહે એજ દુવા આમીન!

## ધર્મ ફરમાન

કાલીંગડો—દાદરો.

ધ્યાન દયો, માન દયો ફરમાને ધ્યાન દયો!
અહુરની દીનના ફરમાને ધ્યાન દયો?=ધ્યાન
ગુહય તેનાં બંધ જુવો મન કસી ગંજ જુવો દુખ સુખનો તે આધાર.=ફરમાને
પાક રહી, પાળો તમે—અષોઇ રીતે ચાલો તમ. ખતમ થતાં, જાન ટક, માનોરે=
ટુંક સમયના ફાણી સ્થાણે, છોડો તમે બુરી આસ સાચ વડે સાંધો ધર્મ સાંસ=
રઝલ્યો પ્યારો, **જરથુસ્ત મ્હારો**—ધર્મ ખુબી લાયો વાહ! દીન સોંપી ગયો તમ
આધાર=ફરમાને.
દીનને તમે યાદ કરો—જરથુસ્ત રૂહને શાદ કરો! અહુર ખુશી થાય અપાર=

| | | | |
|---|---|---|---|
| ૧ | ૦ | ૧ | ૦ |
| ધ્યા × ન | દયો × | મા × ન | દયો × |
| પધ°× ધ° | પ × ધ° | મ° પ પ | મ°ગ × |
| ફ × ર | મા ને × | ધ્યા × ન | દયો × |
| મ° × ગ | ર°સા સા | સા × ર° | મ°× × |
| અ હુ × | રા × ની | દી × ન | ના × × |
| પ ધ°× | પ × ધ° | મ° પ પ | મ°ગ ×=ફરમાને. |
| ગુ × હય | તે × ના | બં × ધ | જુવો × |
| મ° × મ° | ગ × મ° | પ ધ° ધ° | પ પ × |
| મ × ન | ક × સી | ગં × જ | જુવો × |
| પ × પ | ધ°ની°ની° | ધ° × ધ° | પ × પ |

| | | | |
|---|---|---|---|
| દુ × ખ | સુ × ખ | નો × × | તે × આ |
| **મ° × મ°** | **મ° × ગ** | **મ°ધ° ×** | **પ × મ°** |
| ધા × × | × × ૨ = | ફ × ૨ | મા × ને= |
| **ગ × ×** | × × **ર°** | **મ° × ગ** | |

## મ્હારી માતાના મનશાની

ઝીંઝોટી–ત્રીતાલ

માતાએ તો બચપણથી, શીખવી એવી વાત
અહુરાની તું યાદી દીકરી, કરજે દીન રાત=માતાએ
વળી શિખવી સાથે મહને–હુમત શબ્દની યાદ,
બુરા વિચારો દાબી રહેજે–નેક વિચારે શાદ=માતાએ.
ત્યાર પછી સોંપી મ્હને–નેક હુખતે સાથ.
સાચુ બોલી કરજે દીકરી–જીંદગીને આબાદ=માતાએ.
હુવરસ્તની સાથે દીકરી–કરજે રૂડા લાડ,
નેક રૂડા એ કામે મલશે–હંમેશ અહુરની દાદ=માતાએ.
નેક અષો સ્પીતામાએ–ધર્મ કીધો શાદ.
તેની દીનને પાળી ફર–રહે નહીં ફરીયાદ=માતાએ
ભલી દીનના હુકમે ચાલ–જીવ ન રહે બરબાદ.
વર્ષે ત્હારા પર અહુરાની દુવાનો વરસાદ.

| ૦ | ૧ | ૨ | ૩ | |
|---|---|---|---|---|
| મા × તા × | એ × તો × | બ ચ પ ણુ | થી × × × | બીજી લીટી |
| **૨ × ૨ મ°** | **મ° ગ° ગ° ૨** | **૨ ૨ ૨ ×** | **ની° ધ પ ×** | એજ પ્રમાણે |
| શી ખ વી × | એ × × વી | વા × × × | × × × × | |
| **ધ સાસા ×** | **૨ગ° ×** | **મ° ગ°** | **૨ × × ×** | **૨ × × ×** |
| વ × ળી × | શી × ખ વી | સા × × થે | મ હ ને × | |
| **૨ × ૨ ×** | **મ° × મ°મ°** | **પ × × પ** | **પ × પ ×** | |
| હુ મ ત શ | × બ દ ની | યા × × × | દ × × × | |
| **મ° મ° × મ°** | **પ પ × પ** | **મ° × × ×** | **ગ° ૨ સા ×** | |
| બુ રા × વિ | ચા ૨ ને × | દા × બી × | રે હે × × | |
| **૨ ૨ × મ°** | **મ° × ગ° ૨** | **૨ × ૨ સા** | **ની° ધ પ ×** | |
| ને × ક વિ | ચા × રે × | શા × × × | × × × દ= | |
| **ધ સાસાસા** | **૨ × ગ° ×** | **૨ × × ×** | **૨ × × ×** | |

## ભલી દીનની સેવા—

કાહન્ડો—ઝળતાળ

ભલી દીન કાજ—દુવા કર રે—જેના રસ્ય, રસ ભર રે=
કીધા જેમા હરકાજ કાજે—શિંગાર કેવા ધર જગ છાજે=
નેકી આપીછ—મારે બદીને—ત્હારા કાજ—પહેલાં ધર રે=
કોણ પાસબાન કોણ તારક—કયાંથી આવી કોણ દેવ મારક
આ દીન લાવ્યો જરથુસ્ત્ર શ્રેષ્ટ—તેના ગુણોની તફસીલ કર રે=
મનશની ગવશની બરકત કેવી—દે છે કુનશની ન જેવી તેવી
હુમ્ત હુખ્તે મારો હવસને—હુવરસ્ત સાથ સાંધ કર રે=
એવીજ ખ્યાલાતે મન ગુંઠે—અહુરાના ભાને ગેતી ચુંન રે=

| ૦ | ૧ | ૨ | ૩ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|---|---|
| ભ × | લી × × | દી ન | કા × જ | દુ × | વા × × | ક ર | રે × × |
| **ની°×** | **પ × પ** | **ની°મ°** | **પ × પ** | **સા×** | **ની°× પ** | **મ°પ** | **ગ°× મ°** |
| જે × | ના × × | ર × | સ્ય × | ર × | × × સ | ભ ર | રે × ×= |
| **મ°×** | **મ°× ર** | **ર ×** | **સા× ×** | **ર ×** | **મ° × મ°** | **પ પ** | **ગ°× મ°** |
| કી × | ધા × × | જે × | મા × × | હ ર | કા × જ | કા × | જે × × |
| **મ°પ** | **ની×ની** | **સા ×** | **સા× ×** | **સાસા** | **ર ×સા** | **સા ×** | **ની°× પ** |
| શીં × | ગા × ર | કે × | વા × × | ધ ર | જ × ગ | છા × | જે × × |
| **ની°×** | **પ × પ** | **પ મ°** | **પ × ×** | **સાસા** | **ની°× પ** | **મ°પ** | **ગ° × મ°** |
| ને × | × × કી | આ × | પી× × | મા × | રે × બ | દી × | × ને × |
| **મ°પ** | **ની×ની** | **સા ×** | **સા× ×** | **સા ×** | **ર ×સા** | **સા ×** | **ની°× પ** |
| ત્હા × | રાં × × | કા × | × × જ | પ હે | લાં × × | ધ ર | રે × × |
| **ની°×** | **પ × પ** | **પ મ°** | **પ× પ** | **સા ×** | **ની°× પ** | **મ°પ** | **ગ° ×મ°** |

ત્હારી ભલી દીન ઉપર યકીન રાખી, વર્તણ કર. તેમાજ આ દુન્યાની બદી ઉપર કાબુ રાખવાનો મર્મ સમાવેલો છે. ઉપાય આપેલો છે. આ ભલી દીન લાવનાર અને દરૂજીને મારી હઠાવવા, સાધણ આપનાર એકલો વ્હાલો પ્યારો સ્પીતામા જરથુશ્ત્રા છે. જેને દાદારથી દીનનો ભરમ ભેદ મળ્યો હતો. માટે આ દીનની પરવરશી કર, અને સદા તેના નેક ફળથી સુખ પામ !

---

## સદગુણની સેવા.

ઈંગ્રેજી તર્જ=ત્રીતાલ.

મમાને હું માયા ધરૂં—પપાને હું જાન ધરૂ—
તાબેદારી—દીલદારી નિત્ય કરૂ—હીતે પ્રીતે સેવા કરૂ=મમાને

ભાઇબંધ સાથે સંપે ફરૂ-હર પલ ચાહુ, કુરબાન થાઉ
એવી ચાલે ચાલીને હું અહુરાને ગાઉ-એ સદ્દગુણો હૈડે સમાઉં=મ્મમાને
ભણવાને જો મન ધરૂ-નિશાળે હું જાઉ-ખુશખુશ થાઉ
મ્હારા શિક્ષક સાહેબોને નમી નમી ચાહું
સાથે રાજ પિતાને બી દુવા-ભલી ગાવું એ બોધોમાં જીંદગી ટકાવું=

| ૧ | ૨ | ૩ | ૮ |
|---|---|---|---|
| મ્મા × મા × | ને × હુ × | મા × યા ધ | રૂ × × × |
| પ × પ મ° | પ મ°ગ ર | પ મ°ગ ર | સા× × × |
| પ્પા× પા × | ને × હુ × | જા × ન ધ | રૂ × × × |
| તા બે દ્દા રી | દી લ દ્દા રી | નિ × ત્ય ક | રૂ × × × |
| સાસાગમ | પ પ ગ મ° | પ ધ ની°ધ | પ × × × |
| હી × તે × | પ્રી × તે × | સે × વા ક | રૂ × × × |
| સા × પપ | ધ × મ°મ° | પ મ°ગ ર | સા× × × |
| ભા ઇ બં ધ | સા × થે × | સં × પે ફ | રૂ × × × |
| ની × નીની | ની × ધની | સા × ર ની | સા × × × |
| હ ર પ ળ | ચા × હુ × | કુ ર બા ન | થા × ઉ × |
| પ પ પ ધ | સા × × × | મ° ગ ર ગ | સા × × × |
| એ વી ચા લે | ચા લી ને હુ | અ હુ રા ને | ગા × વુ × |
| સાસા ગ મ° | પ પ ગ મ° | પ વે ની°ધ | પ × × × |
| એ × સ દ | ગુ × ણો× | હૈ × ડે સ | મા × વુ × |
| સા × પ પ | ધ ×મ°મ° | પ મ°ગ ર | સા× × × |

## મ્હારા સાથીઓની સેવા

ગારા જીલ્લો-દાદારો.

રસીલી રંગીલી સહી મીતી સાથ, રહુ આનંદના રંગમાં=
રહુ આનંદના રંગમાં-વ્હાલી સહીની સંગમાં=રસીલી.
પ્રીત સખીએ ચિતે ભર્યું—પરમ સ્નેહને સુખ કાજ
વળી સ્નેહને પુરવા કાધો-માત પિતાની રંજમાં=રસીલી.
ચાર વેળાએ ઝોલે હીંચ-લલતાની લલક ગાયે
મધુર તેની સોબતે ધાય-કાળ ખરા ઉમંગમાં=રસીલી.

| ૧ | ૦ | ૧ | ૦ |
|---|---|---|---|
| ર સી લી | રં ગી લી | સ હી મી | તી સા થ |
| ર પ પ | મ° પ પ | ગ મ° ગ | પ મ° × |

| | | | |
|---|---|---|---|
| ર હુ આ | નં દ ના | રં × ગ | મા × × |
| **ગ° × ગ°** | **ર સા ર** | **મ° × ગ** | **મ° × ×** |
| ર હુ આ | નં દ ના | રં × ગ | મા × × |
| **મ° ધ ધ** | **ધ × ધ** | **ધ × ધ** | **ની° સા ×** |
| વ્હા × લી | સ હી ની | સં × ગ | મા × × |
| **ધ ની° ધ** | **પ ધ° પ** | **મ° × ગ** | **મ° × ×=ર.** |
| પ્રી × ત | સ ખી એ | ચિ × તે | ભ × ર્યું |
| **ર × ર** | **ર ર ગ** | **મ° × મ°** | **પ પ પ** |
| પ ર મ | સ્ને હ ને | સુ × ખ | કા × જ |
| **મ° મ° ગ** | **મ° × પ** | **મ° × ગ°** | **ર × ×** |
| વ × ળી | સ્ને હ ને | પુ ર વા | કી × ધો |
| **ધ × ધ** | **ધ × ધ** | **ધ ધ ધ** | **ની° સા સા** |
| મા ત પી | તા × ની | રં × જ | મા × ×= |
| **ધ ની° ધ** | **પ ધ° પ** | **મ° × ગ** | **મ° × ×** |

**મ્હારી સહીમીતી, યાને મ્હારા જીવના સાથીઓ, એટલે કે, મ્હારા, હાથ પગ, નાખ, કાન, આંખ, મોઢુ, ઇત્યાદી આજે આનંદમાં છે, એટલે કે જુવાન વયમા તેઓએ કીધેલા, યાને જીવ આત્માથી કરાવવામાં આવેલા, રૂડા કાર્યોથી, આજે તેઓ આનંદ છે. આ આત્માએ પોતાના સાથ ચિતમાં, સઘલા માટે પાક પ્રીત શિખાડયું, કે જેથી વહી ગયેલા વખતમાં કીધેલા રૂડા કામની યાદી, યાને ઝોલાન, યાને હ્રદયનો છલકણુ, મનમાં ધાઈ આવે છે, જે યાદથી વખત ઘણોજ આનંદમય પસાર થતો રહયો છે.**

---

## સાથ વિના સાજ નહિ.

માંડ–દાદરો.

હાયે વહાલા સમજો સ્યાણા–મને ભવન શું હોય ! =હાયે.
સોનાનું પાજરં રૂપેરી દાંડા–હીરા બી જડયા હોય.
દેખે તે ન પ્યારં પંખેરૂં–પડી બીચારૂ રોય=હાયે.
મેંડી, મહેલો રાચ રચીલા–ભારી સિંગાર હોય
પતિ વિના સતિ સાથે–આનંદ કોણુ જોય=હાયે.
પડે છે રણમાં, લડીને વિરલા શસ્ત્ર તિક્ષણુ હોય.
આકાશે વિઝલી, પાટાળ ઉછળે–વિરલો ભય નવ જોય=હાયે.
પ્રેમ પનોતુ, પ્રેમે ઝોલતું–પ્રેમ વિન નહિ જોય.
માતાની પાસે બાળકને આસ–કયાં કદિ ન જોય=હાયે.

મંન્દિરે જઇ પુજન ભરવા- પુંજારી ગમત જોય.

હારિનાં રંગમાં ટાવે, તે અંગ-હરીને સઘળે જોય=હાયે.

| ૧ | ૦ | ૧ | ૦ |
|---|---|---|---|
| હા × ય | વ હા લા | સ મ જો | સ્યા × ના |
| **ની° × પ** | **ધ × મ°** | **પ × મ°** | **ગ ર સા** |
| મ ને × | ભા વ ન | શું × × | હો × ય= |
| **સા પ ×** | **મ°ગ ×** | **ર × ગ** | **સા × ×** |
| સો ના તું | પાં જ રૂ | રૂ પે રી | દાં × ડા |
| **મ° મ° મ°** | **મ°મ° મ°** | **પ પ પ** | **ધ ની નીં** |
| હી રા બી | જ ડ યા | હો × × | ય × × |
| **પ ધ પ** | **પ ધ ની** | **પ × ×** | **પ × ×** |
| દે × ખે | તે × ન | પ્યા રૂ પં | ખે × રૂ |
| **સા × સા** | **સા × સા** | **ની નીસા** | **ની ધ પ** |
| પ ડી બી | ચા × રૂ | રો × × | × × ય=હાય. |
| **ની ની સા** | **ની ધ ધ** | **પ × ×** | **પ × ×** |

"મન"ને શું ગમે છે, તે જાણવું મુશકેલ છે. એક અતિ સુંદર સોનાના પીંજરામાં પક્ષી ખુશી રહેતું નથી, ગમે એવા મ્હેલ, વાડી અને સૃંગાર છતાં, સતિ સ્ત્રી, પોતાના ધણી વગર ઉદાશી રહે છે. લડાઇના યુધમાં, એક બહાદુર લડવઇયો ગમે એવા ભય છતાં, ત્યાંથી પાછો પીઠ ફેરવી હઠી જતો નથી, એક બાલકને, ગમે એવો ભલતો પ્યાર હોય, પણ માતા વિના રાજી રહેતું નથી. એક મંદીરમાં મશગુલ રહેલો પુંજારી પોતાનું બદન, હરીની ભકિતમાં થાકવી નાંખવા પછી, હરિને સઘલેજ ઠેકાણે સમજે છે. તેમ મન, કયાં અને કયાં જશે, તે સંભારવું મુશકેલ છે.

---

## આ દુન્યાના ઢંગથી ત્હારૂં મન મોકળું કર !

કેદાર-ઝંલતાલો.

તજ મન, તજ મન, પ્યારે એ ઢંગસે.

છોડ એ ઢંગ ધર, હર કે બચનમે=તજ મન.

અપને બચન યાદ કરે -છોડ જાના આખેર એ તન=તજ.

જીંદગી એ તંબુર મિસાલ-સુરમે મીલાલે સાયકે સાધણ=તજ.

મોહોકી જાલ કયુ તું ભરે-હસમ કહે તુંજે કાં હોત રંજન=તજ.

| ૧ | ૨ | ૦ | ૩ | ૧ | ૨ | ૦ | ૩ |
|---|---|---|---|---|---|---|---|
| ત જ | મ × ન | ત જ | મ × ન | પ્યા × | રે × એ | ઢં ગ | સે × × |
| **સા સા** | **મ° × મ°** | **મ°મ°** | **પ × પ** | **મ પ** | **ધ × પ** | **પ મ°** | **મ° × ર** |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| છો × | ડે × એ | ઢં ગ | ધ × ર | હુ ર | કે × બ | ચ ન | મે × × |
| **ધ ×** | **ધ × પ** | **ધ મ°** | **મ°× મ°** | **પ પ** | **ધ × પ** | **મ°મ°** | **ર ×સા** |
| અ પ | ને × × | બ × | ચ × ન | યા × | × × દ | કુ × | રે × × |
| **પં પ** | **સા × સા** | **સા×** | **સા ×સા** | **ર ×** | **ર ×સા** | **ર ×** | **સા×સા** |
| છો × | × × દ | જા × | ના × × | × આ | ખે ર × | એ × | ત × ન |
| **સા ×** | **ની × ધ** | **પ મ°** | **મ°× મ°** | **મ°પ** | **ધ × પ** | **પ મ°** | **મ°× ર** |

આ દુન્યવી ઢંગના મોટા રંગમાં, ઓ જીવ, કેવલ તું તણાઇ જાય છો તું શું કરવા આવ્યો, શા માટે આવ્યો, કયાંથી આવ્યો, કયાં જવાનો છો? તેજ તેજ માટે ધ્યાન દે! ત્હારી જીંદગી, એક સુરીલા તંબુરા મિસાલ છે. જે જ્યારે બરોબર સુરમાં રહે છે, ત્યારે, જે નાદ પ્રગટ રહે છે, તેવોજ નાદ ત્હારા જીવ આત્મા માહેથી સ્વચ્છ રાખી બહાર કાઢ! મ્હો અને માયામાં સબડી આખરમાં ગબડી જતો અટક એજ મ્હારી દુવા અને પ્રાર્થના છે.

---

## પ્રકાશીત ખરશેદને મ્હારાં નમન.

ઝીંઝોટી-ત્રીતાલ.

ગાવુ વખાણો ઓ ખુરશેદ ત્હારી રે-મલે જગે આનદ ભારીરે=ગાવું
શ્રષ્ટિ જોય તુંજ અજવાળુ-હર્ષ નાદે તે હું ભાણું.
તું વિના સરીયામ કાળુ-પ્રકાશ વિન આ સ્થિતી અંધારી રે=ગાવું.
મનહર માયા તુંમા ભરી છે-તુજ કિરણુ પર ચિત ધરી છે.
શ્રેષ્ટ નુરાની તું મા ઠરી છે-તુજ આવનમાં હોંશ ભારી ભરી રે=ગાવું.

| ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|
| ગા × તુ વ | ખા × ણુ ઓ | ખુ ર શે દ | ત્હા રી રે × |
| **ર ગ ર મ°** | **ગ ર સાસા** | **ર ર ર ગ** | **મ° પ મ°ગ** |
| મ × લે × | જ × ગે × | આ × નં દ | ભા રી રે ×= |
| **ની × ની ×** | **સા × ની°ધ** | **પ × ર ગ** | **મ° પ મ°ગ** |
| શ્રૂ × ષ્ટિ × | જો × ય × | તું જ અ જ | વા × ળુ × |
| **પ × પ પ** | **ધ × ની ×** | **ળા સાસાસા** | **સા × સા ×** |
| હ × × ર્ષ | ના × દે × | તે × હુ × | ભા × ણુ × |
| **ની × × ની** | **ની × ની ×** | **સા × સાધ** | **ની ધ પ ×** |
| તુ × × × | વિ × ના × | સ રી આ મ | કા × ળુ × |
| **પ સા × ની°** | **ધ પ મ° ગ** | **ર ર મ° મ°** | **પ × પ ×** |

૭૦૬૩



| | | | |
|---|---|---|---|
| પ્ર × કા શ | વિ × ના × | સ્થી તી અં | ધા રી રે × |
| **ની × નીની** | **સાસાની°ધ** | **પ × ર ગ** | **મ° પ મ°ગ** |

ઓ ખોરશેદ ઈઝદ સાહેબ ! ઓ પ્રકાશીત નુર ! તુંજથી આ જગતું જીવન છે. તુંથી દરેકને હોશ અને જોશ છે. મુંજ નગરીનો અંધકાર, ત્હારા પ્રકાશ સિવાય જશે નહી-મ્હારી બામ દાદે તુંજના અતિ તેજમય પ્રકાસ જોવા હું આતુર રહીશ. ઓ વ્હાલા નુર! તુંજનાજ દર્શન માટે, આ છાતીમાં તર્શન રહે છે.

---

## ધર્મે ધ્યાન ધરો.

ખમાચ જીલ્લો=દાદરો.

રાખો, રાખો, પ્રેમ રાખો, ધર્મ નામે પ્રેમ રાખો.
સ્તુતિ તેની કીર્તી સાથ, ચાલુ રાખી, સુખ ચાલો=રાખો.
ભાખો, ભાખો ન્યમે તેના, ગુણ ગુણોના સાર ભાખો.
સાર ના, ન ભાર જોઇ હાર થયા, ચેતી ભાખો=રાખો.
સંગપુર તહીં-ભરેલા સુર આજે-ગણવાને ધીરે તેને-ચિત્ત પ્રીત રાખો રાખો=
રંગપુર નુર-ખુબીના ગુણ સાથે-નમવાને-ધીરે તેને હીતે જીતી ચાખો ચાખો=સ્તુતી.

| ૧ | ૦ | ૧ | ૦ |
|---|---|---|---|
| રા × ખો | રા ખો × | પ્રે × મ | રા × ખો |
| **ની × ની** | **ની ની ×** | **સા × સા** | **સા × સા** |
| ધ × ર્મ | ના × મે | પ્રે × મ | રા ખો × |
| **ધ ની°ધ** | **પ મ° મ°** | **ની° × પ** | **ધ પ ×** |
| સ્તુ × તી | તે × ની | કી × ર્તી | સા × થ |
| **પ × પ** | **પ ધ° પ** | **મ° પ મ°** | **ગ° ર સા** |
| ચા × લુ | રા ખી × | સુ × ખ | ચા ખો × |
| **ર × ગ°** | **મ° પ ×** | **ગ° × સા** | **ર સા ×** |
| સં × ગ | પુ ર ત | હીં × × | × × × |
| **મ° × પ** | **ની × ની** | **સા × ×** | **સા × ×** |
| ભ × ર્યા | સુ × ર | સા × × | જે × × |
| **સા × સા** | **સા × ર** | **ની × સા** | **ર × ×** |
| ગ × ણ | વા × ને | ધી × રે | તે × ને |
| **સા × ની** | **ની × ની** | **સા × સા** | **સા × સા** |
| ચી × ત્ત | પ્રી × તે | રા × ખો | રા ખો ×= |
| **ની° × ધ** | **પ × મ°** | **ની° × પ** | **ધ પ ×** |

---

## મ્હારી મનમોજ.

પીલુ=ઝલતાલ.

તરશુ રે હરબાર, અહુરા ઉમંગમાં.
માજદીયસ્ત મહજબ, મિનોઇ રંગમાં-તરશુ
અહુર કરામત જગ આશકારા-ચમકારા અહુરાના છે હર દ્વારા=તરશુ.
ઘરમાંબી અહુરા, દરમાંબી અહુરા-પાણી પાતાલે, આકાશે અહુરા=તરશુ.
ચીત્તે અહુરા-ભિત્તરે અહુરા- રજમાં ને પહાડે જોશો અહુરા=તરશુ.
પાર પાડોશી, ભાઇ ભાંડુ-રહયો જે ભાસ, અહુરાજ અહુરા=તરશુ.
શાને મ્હારૂ, શાને ત્હારૂ ! જે કાંઇ છે, તે અહુરાનુંજ=તરશુ.

| ૧ | ૨ | ૦ | ૩ | ૧ | ૨ | ૦ | ૩ |
|---|---|---|---|---|---|---|---|
| ત ર | શુ × રે | હ ર | બા × ર | અ હુ | રા × ઉ | મં ગ | મા × × |
| પ પ | ની × ની | સાસા | સા × સા | ર ર | ની × ની | સાસા | ^રગ° × × |
| માજ | દી ય સ્ત | મ હ | જ × બ | મી × | નો × ઇ | રં ગ | મા × × |
| ગ° × | ગ° × ર | ગ° ર | સા × ર | ની × | સા × ર | સાની | ધ० × પમ° |
| અ હુ | ર × ક | રા × | મ × ત | જ ગ | આ × શ | કા × | રા × × |
| સા × | ગ × મ° | પ × | પ × પ | મ° ગ | મ° × પ | ગ° ર | સા × × |
| ચ મ | કા × ર | અ હુ | રા × ના | છે × | હ × ર | દ વા | રા × × |
| ગ° × | ગ° × ર | ગ° ર | સા × ર | ની × | સા × ર | સાની | ધ° × પમ° |

મ્હારા, મહાબલ માજદીયસ્ત ઘરમની બુલંદીમાં, હું સદા ઉમંગ લઉં એ વિચારની હું તરસ રાખું છું. તે પાક અહુરા, જમીનની તળેતીમાં, આસમાનની ઉચાઈમાં, આશ અને પાશ ત્હારા અને મ્હારા, અને સઉના હૃદયમાં, પહાડ અને ઝાડમાં, પાણી અને વીઝલીક બલમાં, મ્હારા ચિત્તમાં, ભિત્તરમાં, મ્હારા ઘરમાં, પાર પાડોશીમાં, સરવે હાજર છે. માટે તે પાક પરવરદેગારની તું યાદ લે !

---

## પાક અહુરાનોજ વિચાર કરો.

પીલું-ત્રીતાલ.

ભાન તમો ધ્યાન કરી અહુરે સમાવો.
નેક વિચાર મન લાવો, વસાવો, દીપાવો,
શાને કરો એ સિવાય ખ્યાલ કદી બીજો વારૂ=ભાન.
જે ઘરમના સ્તોત તરીકતે, ન્યારી ગતિ ભરી ભારી.
જેમા વર્તી પાસ બનાવો, સુખની છળોછળ વાડી-કેવા આનંદ જડી
જાય પલને ઘડી-મન કેવું સ્વસ્થ જેવું થાયે શાંત વારૂ વારૂ=ભાન.
કવિ કમાલે આ જમેલો-વારે હૃદયમાં ઉછલટ.

રચના રંસીલી અતિ રહીલી—અતિ પ્રેમાલ અને કળબંધ, ભર્યાં.
નેકીના નંગ—અતિ ન્યારા નવરંગ—હર તરાહે શુધ્ધ બુધ્ધે આપે સુખ
ન્યારૂ ન્યારૂ=ભાન.

| ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|
| ભા ન ત મો | ધ્યા ન ક રી | અ હુ રે સ | મા × વો × |
| સા પ પ પ | મ° પ પ મ° | ગ° ૨ સા ૨ | ની × સા × |
| ને × કુ વિ | ચા ૨ મ ન | લા × × × | વો × × વ |
| મ° × મ°મ° | ૨ મ°પ મ° | ગ° × × ૨ | સા × × મ° |
| સા × × × | વો × × દી | પા × × × | વો × × × |
| ગ° × × ૨ | સા × × મ° | ગ° × × ૨ | સા × × × |
| શા ને કુ રો | એ સિ વા ય | ખ્યાલ કુ દી | બી જો વા રૂ |
| સાસાની°સા | પ ની°મ°પ | ગ°મ° પ મ° | ગ° ૨ સાસા= |
| જે × × ધ | ૨ મ ના × | સ્તો× ત ત | રી × કુ તો |
| સા × × સા | સા સાસા × | ગ ગ × ગ | ગ મ°પ પ |
| ન્યા રી ગ | તિ × ભ રી | ભા × રી × | × × × × |
| મ°પ × મ° | ગ° ૨ સા ૨ | ની × સા × | સા × × × |
| જે × × માં | વ × ર્તી × | પા × સ બ | ના × વો × |
| મ° × × મ° | મ° × મ° × | પ × પ પ | પ ધસા × |
| સુ ખ ની છ | બો × છ ળ | વા × ડી × | × × કે વાં |
| ધ ની°× ધ | પ × મ° પ | ગ × મ° × | × × પ પ |
| આ નં દ જ | ડી × જા ય | પ ળ ને × | ધ ડી × × |
| મ° પ × મ° | ગ° ૨ પ પ | મ°× પ × | ગ° × ૨સા |
| મ ન કે વુ | સ્વસ્થ જેવું | થા યે શાન્ત | વા રૂ વા રૂ= |
| સાસાની°સા | પ ની°મ°પ | ગ°મ° પમ° | ગ° ૨ સાસા |

ઝીંઝોટી—દાદરો.

સરસ સુભ સિંગાર સજુ—ઉમેદ ઉત્તમ અંગે ભરૂ.
ખોટી ચલગત નિત્ય તજુ—બોલુ સદા હોય ખરૂ=સરસ.
જ્ઞાન ગુણથી મ્હારા જીવનો—સાગર આનંદ પાર થાય.
જીવને કરાર કેવો આવે—બીજાને એકે દુખ ન લાવે.
પ્રભુનુ એક તો હેત સમાય—સાથે સુખનું ખેત સમાય.
સૌને મલે સુખ અપાર—એવું હૈડું કલપુ ખરૂ=સરસ.

| ૧ | ૦ | ૧ | ૦ |
|---|---|---|---|
| સ ર સ | સુ ભ સિં | ગા × ૨ | સ જુ × |
| સા સાની° | ધ પ ધ | ની°સાની° | સા સા × |

| | | | |
|---|---|---|---|
| ઉ મે દ | ઉ ત્ત મ | અં × ગે | ભ × રૂ |
| **સા સા ની°** | **ધ ધ પ** | **મ° × ગ°** | **ર સા ×** |
| ખો ટી ચ | લ ગ ત | નિ × ત્ય | ત × જુ |
| **સા સા સા** | **ર ર ર** | **મ° × મ°** | **પ × પ** |
| ખો × લુ | સ × દા | હો × ય | ખ × રૂ |
| **સા × સા** | **ર × ર** | **ગ° × ર** | **ર સા ×** |
| જ્ઞા × ન | ગુ ણ થી | મ્હા × રા | જી વ નો |
| **ગ° × ગ°** | **ર ર ર** | **સા × સા** | **ની° ની° ની°** |
| સા ગ ર | આ નં દ | પા × ર | થા × ય |
| **ધ ધ ધ** | **પ પ પ** | **મ° × ગ°** | **ર સા ×** |
| જી વ ને | ક રા ર | કે × વો | આ × વે |
| **સા સા સા** | **ર ર ર** | **મ° × મ°** | **પ × પ** |
| બી જા ને | એ × કે | દુ ખ ન | લા × વે |
| **ની° ની° ની°** | **ધ પ ધ** | **ની° સા ની°** | **સા × સા** |
| પ્ર ભુ નુ | એ ક તો | હે ત સ | મા × ય |
| **મ° મ° મ°** | **પ ધ ની** | **સા સા ની** | **સા × ×** |
| સા × થે | સુ ખ નુ | ખે ત સ | મા × ય |
| **મ° × મ°** | **પ ધ ની** | **સા સા ની** | **સા × ×** |
| સૌ × ને | મ × લે | સુ ખ અ | પા × ર |
| **ગ° × ગ°** | **ર ર ×** | **સા સા ની°** | **ધ × ×** |
| એ × વું | હે × દે | ક લ પુ | ખ × રૂ= |
| **પ × પ** | **મ° × મ°** | **ગ° ગ° ગ°** | **ર સા ×** |

હું સચ્ચાઈનો સિંગાર કરી, મ્હારી ચાલચલણ માટે બીક ધરી, સદા સાચુ બોલી, જ્ઞાન અને ગુણભાવથી વર્તી રહું, કે જેથી સંસારનો સાગર, હું દુખ વિના પાર કરી દઉં, જેથી સુખ પણ ઉપજે, કોઇને દુખ પણ ન થાય, તથા પ્રભુનુ હીત મ્હારા ઉપર વધે અને જીવ આનંદ રહે.

---

## “જે ગુણ ગાય તે ગુણી કહેવાય.”

દેશ—દાદરો.

ગુણકો ન જાણે કોઇ—ગુણી ન કહાવે=ગુણકો.
મયેલ તનકા ધોવે પાણી—ધોવે ધોવે જાવે,
મનકા મયલ ધોયે સિવા—હરિ ન પુંજાયે=ગુણકો.
સુરમે સાજ નહિ મીલે—સુર ક્યે શે પાવે.

તાલ ચાલ રાખો ના–તો તાલ કોણુ ગાવે=ગુણુકો.
તેજ ધાર શસ્ત્ર રાખે–ઝમક પાણીદાર હય.
ન કો વીર હોતો, પેચ કોણુ લાવે=ગુણુકો.
રંગ જગમે ભારી રહયો–કોઈ ખ્યાલ ગાવે.
કોઇ માલ સમજે ન–તો "હસમ" કયા સુનાવે=ગુણુકો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ |
| ગુ × ણુ | કો × ન | જા × ણે | કો × ઇ | ગુ + ણી | ન × ક |
| સા/ર મ°મ° | પ નીની | સા × સા | સા × સા | ની°પ ધ | મ° × પ |
| હા × × | વે × × | ગુ × ણી | ન × ક | હા × વે | સ ખી × |
| ધ પ મ° | ગ રે ગ | ની° × ની° | ધ પ ધ | ની × ની | સા × સા= |
| મ યે લ | ત ન કા | ધોં × વે | પા × ણી | ધો × યે | ધો × યે |
| મ°.× મ° | પ ની ની | સા × સા | સા × સા | સા × સા | સા × સા |
| જા × × | યે × × | મ ન કા | મ યે લ | ધો × યે | સી × વા |
| ની × સા | ર × × | સા નીની | ની × ની | સા × સા | સા × સા |
| હ × રી | ન × પુ | જા × × | યે × × | | |
| ની°પ ધ | મ° × પ | ધ પ મ° | ગ રે ગ | | |

જે મનુષ્ય કોઈએ કીધેલા કામના બદલામાં ગુણ ન કરે, તે ગુણી કેમ કરી કહેવાય! એક વાજીંત્રને જયાં સુધી, સુરમા ગોઠવ્યું ન હોય ત્યા સુધી કદી પણ પોતાનો, સુસ્વર આપે નહીં, તેમજ ગુણ ગાવામાંજ મનુષ્યની મોજ સમાવવી જોઈએ. ગમે એવું પાણીદાર હઠીઆર હોય, ગમે એવું, પણ તે હથીયારને વાપડનારમાં કળા ન હોય, તો હથીઆર કામ શું આવે ? તેજ પ્રમાણે બદનની ભારે ખુબસુરતી હોય, પણ કામકાજ, યા ગુણ ગાવા જેવી પ્રકૃતિ ન હોય, તો ગુણદાર મનુસ્ય કેમ કહેવાય. એક બદન ઉપરનો મેલ, પાણીથી સાફ થશે, પણ ભિત્તરનો મયેલ કપાઈ ગયા વિના કદી બી પ્રભુ ભક્તિ યોગ્ય કહેવાય નહિ–દુન્યાનાં રંગમાં, જો કોઇ સ્વાર્થી મનહમાંજ મોજ જોય તો એવું સમજનારાઓને, કોણ સમજાવે કે, તે સ્વાર્થ છોડી દઇ, બીજાના ભલામાં વધારે મોજ છે. માટે ગુણ ગાઇ ગુણવંત થાઓ.

---

## માઝદીયસ્ત મહજબની મોતેબરી ઝલકતી રહો!

હીંદોલ–ઝપતાલ.

ગાજી રહે–ગાજી રહે–ગાજી રહે–ગાજી રહે.
માજદીયસ્ત દીનની મોટાઇ મન તાજી રહે=

પુરાણો દીન લાયો-જરથુસ્ત્ર ગેતિમાં
ચાહો દીન દીને-અષોઇમાં યાદ રહે=ગાજી.
આસ્થા ઉદ્યમે-નિભાવો કષ્ટે.
અહુરા દાદ લે-તેનાથી તો ગાજી રહે=ગાજી.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ગા જી | ર × હે | ગા જી | ર ×હે | ગા જી | ર × હે | ગા જી | ર × હે |
| **સાસા** | **સા×સા** | **સાની** | **ની×ની** | **નીધ** | **ધ × ધ** | **મ ધ** | **સા×સા** |
| મા જ | દી×યસ્ત | દી ન | ની × × | મો × | ટા × ઇ | તા જી | ર × હે |
| **સા ×** | **સાસા×** | **સાની** | **ની × ×** | **નીધ** | **ધ × ધ** | **ધ સા** | **નીધ ×** |
| પુ × | રા × ણો | દી ન | લા × યો | જ ર | થુ × સ્ત્ર | ગે × | તી ×માં |
| **ગ ×** | **મ ધ મ** | **સા ×** | **સા ×સા** | **સા ×** | **ની × ધ** | **મ ધ** | **સા×સા** |
| ચા × | હો × × | દી ન | દી × ને | અ × | ષો ઇ માં | યા દ | ર ×હે |
| **સા ×** | **ગ × ×** | **મ ગ** | **સા × સા** | **સા ×** | **ની × ધ** | **મ ધ** | **સા× ×** |

પાક દીન, પુરાણાં વખતનો જરથુસ્તી ધર્મ, ઉપર તમારૂં સાચું યકીન રાખો-અને તે ધર્મની કીર્તી જગે જગે પમરતી રહે, તેવું તે ધર્મમાં ચિત રાખો। તે ધર્મ પાલવાને માટે ગમે એવા સંકટ આવે, તે છતાં તે નિભાવી રાખવો। કારણ તે કરવા અહુરાજ આપણને રક્ષણ આપશે.

---

## મિત્ર કયાં મલશે !

### કહાં જાયગો—એ તર્જ.

મીત મલે રે કયા, મલે રે કયા,
અહુરા નમન અને રંગમાં,—રંગમાં, અહુર રંગમાં=મીત.
કળી કળી જો જ્ઞાની ખીલે-ખીલે બેમન સંગમાં
કદી અષોઇની ઝન ધરાવો-પામો આદરની સંગમાં=મીત.
"સરોષ" સાથે "રસને" રાખો, બાંધો બહેરામ બાથ,
ગુવાદ સાથે ગાંઠ ગુંઠાવી-સાગર કરો પાર=અહુરા.

એક સાચો સાથી, મધુર મીત્ર, તમને અહુરાની યાદમાંજ મળશે જ્ઞાનની બરકત ચાહવી હોય, તો બેહમન યાને જ્ઞાની ભકિતવાલાઓની સંગત કરો। આતશ કેબલા આગલ ઉભા રહો, અને ત્યાં મનન કરશો, તો ત્યાંથીજ તમુને, દરેક ઉચ પ્રકારની શકિતનું ઝેન મેલવવા તક મલશે. સરોષ જે તમારી ફ્રવરશીનો જન્મથીજ સાથી છે, તે સાથે "રસને રાસ્ત, રહેબરને" રાખો, તો બહેરામ જેવું બળ હાંશેલ કરી, આ દુન્યાના દરેક ગુંચવાયલાં ગાંઠાને તોડી, તમો જીંદગી સફળ કરી પાર તરી જશો.

| મીત ૧ | ૨ | ૩ | ૦ |
|---|---|---|---|
| સાસામ લે × રે | ક્યાં × × × | મ લે × રે | ક્યાં × × |
| ૨ મ° × પ | ધ × × × | ૨ મ° × પ | ધ × × × |
| અ હુ ર ન | મ ન અ ને | રં ગ મા × | × × × ×= |
| મ° મ° × પ | મ° ગ ૨સા | ૨ મ° મ°× | મ° × × × |
| રં ગ માં × | × અ હુ ર | રં ગ મા × | × × મીત=મલે |
| ની°ની°ની°× | ની°× સાસા | ની°ધ ધ × | ધ × સાસા |
| ક ળી × ક | ળી × જો × | ઝા × × ની | ખી × લે × |
| ગ° ગ° × ગ° | ગ° ૨ સા × | ૨ મ° × મ° | મ°પ ધ × |
| ખી લે × એ | મ ન ની × | સં ગ મા × | × × × × |
| ની° ધ × પ | મ° ગ ૨ સા | ૨ મ° મ°× | મ° × × × |
| ક દી × અ | પો ઈ ની × | ઝે ન × ધ | રા × વો × |
| ની°ની°× ની° | ની°ની°ની°× | પ ની°×ની° | ની°સા ૨ ૨ |
| પા મો × આ | ત શ ની × | સં ગ માં × | × × મીત=મલે |
| ૨ ૨ × સા | ની° ધ પ મ° | પ ની°ની°× | ની°× સાસા |
| સ રો × પ | સા × થે × | ર × સ ને | રા × ખો × |
| ૨ ૨ × ૨ | સા ૨ મ × | ૨ × × ૨ | સાની°ની°× |
| બાં × ધો × | એ × રા મ | બા × × × | × × × થ |
| ૨ સા ના°× | ધ પ મ° ૨ | મ° × × × | × × × × |
| ગુ વા × દ | સા × થે × | ગાં × ડ ગું | ઠા × વી × |
| ની°ની° ×ની° | ની° × ની°પ | પ ની° × ની° | ની°સા ૨ × |
| સા × ગ ર | ક રે × × | પા × × × | × × × ×=અ. |
| ૨ × ૨ × | સા ની°પ મ° | મ° × × × | મ° × × × |

## દાદગર દાવરનું દરપન.

પળમાં અહુરાનો ખીલે બહાર, જગમાં તેને તો દીધાછે હાર=પળ.

મંદ વાયુ વાહ સમાયુ–તેને પ્રીતે કેવુ છાયુ–બહેમને દીધી છે ખુશી હઝાર=

સરોશ સાથે સીંગાર ભારી–બહેરામ દે બળે યારી–ખોરદાદ થાય છે જીવનો હાર=

અહુરા રંજે કેવો ગંજ છે, સેવા ધર એજ ઉમંગ છે–કર તે યાદે જીવને

પસાર=પળમાં.

| ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|
| પ ળ માં × | અ હુ ર નો | ખી લે × બ | હા × × ર |
| પ પ ધ° પ | ગ મ°× ગ | પ મ°× ગ° | ૨ × × × |
| જ ગ માં × | તે ને × તો | દી ધાં × છે | હા × × × |

| | | | |
|---|---|---|---|
| મં × × દ | વા × યુ × | વા હા × સ | મા × યુ × |
| ર × × ગ | મ° × મ°× | પ ની°× ધ | પ × મ°× |
| તે × × ને | પ્રી × તે × | કે × × વું | છો × યુ × |
| એ મ × ને | દી ધી × છે | ખુ સી × હ | ઝા × × ર |
| ની°ની°× ધ | સાની × પ | ધ ધ × ની° | ધ × × પ |

## માઝદીયસની મહજબપર મહોબત.

કરૂં જાન હું નિસાર, ધરૂં પ્રાણુ હું નિસાર-

મ્હારા અહુરાએ દીધી છે જરથોસ્તી દીન,

ત્યાં રાખું મન મ્હારૂં-ત્યાં ધરૂં દીલ સારૂં-મ્હારૂં હઇડું તેથી રહે ખરે નચિંત=

ધર્મ ટેક રાખો-ન લાવો કશો વિચાર.

તેના વિના શુભ મલે ન સાર, તમો શમજો છો સ્યાના, ધર્મ મોતીના દાના.

ખોલો ધર્મના પાના-તમે વાર વાર વાર-વાર વાર વાર-હરદમ હરબાર=

સમજ છે સાદી, ભર્યો ઉંચો ભંડાર.

ભંડાર શોધો ન જડશે કોઇ પાર, દીલ માની પઢો, ઘણું ધ્યાને ભરો,

તેનું ધ્યાન કરો, તમે વાર વાર વાર-વાર વાર વાર, હરદમ હરબાર=કરૂં.

| કરૂં | ૧ | ૨ | ૩ | ૦ |
|---|---|---|---|---|
| સાર | જા ન હુ નિ | સા ર ધ રૂ | પ્રા ણુ હુ નિ | સા ર મ્હા રા |
| | ગ ગ ગ ગ | ગ મ°ગ ર | સા ર ર ર | ર × ર સા |
| | અ હુ રા એ | દી ધી × છે | જ ર થો સ્તી | દી × ન ત્યાં |
| | ની × ની ની | સાગ × ર | સાસા × સા | સા × ની સા |
| | રા ખું મ ન | મ્હા × રૂ ત્યાં | ધ રૂ દી લ | સા રૂ મ્હા રૂ |
| | ર ર ર ર | ગ રસાસા | ર ર ર ર | ગ ર નીસા |
| | હૈ × ડુ તે | થી × ર હે | ખ × રે ન | ચિં ત ક રૂ=જાન |
| | ર ગ × ગ | મ°× ધ પ | મ° ગ × ર | સ × સા ર |
| | ધ ર્મ ટે ક | રા ખો × ન | લા × વો ક | શો વિ ચા ર |
| | પ પ ની ની | ની ની × ની | સા ગ × ર | સા સા સા × |
| | તે ના × વિ | ના × સુ ભ | મ લે × ન | સા × × × |
| | પ પ × પ | પ × પ મ° | ગ સા × ર | ગ × × ર |
| | તે ના × વિ | ના × સુ ભ | મ લે × ન | સા ર ત મો |
| | પ ની°× ધ | પ × મ°મ° | ગ સા × ર | ગ × પ પ |
| | સ મ જો છો | સ્યાના ધ ર્મ | મો તી × ના | દા ના ખો લો |
| | પ ની°× ધ | પ પ મ°મ° | મ° પ × મ° | ગ ગ ગ ગ |

| | | | |
|---|---|---|---|
| ધ મે × ના | પા ના ત મે | વા ર વા ર | વા × × ર |
| ગ ગ × મ° | ગ ર ર ર | સા સા સા ર | ગ × × × |
| વા ર વા ’ર | વા × × ર | હ ર દ મ | હ ર બા ર |
| ગ × ર × | સા × × × | ની × ધ × | ની × પ × |

જે ધર્મના સાદા શબ્દોમાં, ઉચો ભેદ સમાયલો છે, તેની બરેબર ખુબી પિછાણવાની કોશશ કરો! તેના એટલા રશ્યના ભેદ મલશે કે પ્રથમ તે તમુને સુખ આપતા માલમ પડશે—સંસારના સુખમાં ગમે એવા સચવાયલા હોય, પણ તે સાથે સાથેજ ધર્મ ઉપર આસ્થા અને યકીન વધારવાથી આત્મિક જુસ્સો, અને હોશમાં ઘણો વધારો કરશો. મનને ઉંચી બાબદથી ખીલવવાથી આત્માની ખુશબકિત વધે છે, અને તે ખીલવણીનું મુળ સાધણુ "ધરમજ" છે.

---

## ભાવિક ભકિત.

### પીલુ ત્રીતાલ.

ભજન ભજ ભાઇ રે—સુભ સંપટ સત સમાઇ=
પદ પરમેશ્વરકા પુરા પઢો—લખ લંપટ લોભ લાલચસે લઢો,
કરો કીસમતકી કારસાઇ=ભજન
પાક બચનમે માન તું—ભેદ ખરો કંચન.
સેવટ અનમોલ આવેગો—પાક મર્દ ઓર ઝન.
કરો ખ્યાલ બદનકી તનહાઇ—એ દાનાસે નસીહત પાઇ.
ખરી બાતો મેં સચ્ચાઇ=ભજન.
ધનુષ્ય ધર ભાઇ ધર્મકા—ઔર બાણુ સતકા કર.
બાજીગર તું બનકે રે—રામ નામપે મર.
તુંજે જાના આખેર એક જાહી.
ન સાથ આવે મા ભાઇ—અએસી સહાદત હયે પાઇ=ભજન.

| ભ ૧ | ૨ | ૪ | ૦ |
|---|---|---|---|
| સા જ ન ભ જ | ભા × ઇ × | રે × × × | એ × સુ ખ |
| સા સા સા ની | સા × ગ° × | ગ° × × × | ગ° પ પ પ |
| સં × પ ત | સા × થ સ | મા × ઇ × | × × × × |
| મ° પ પ મ° | ગ° ર સા ર | ની × સા × | × × × × |
| × × પ દ | પ ર મે × | શ્વ ર કા × | પુ × રા પ |
| સા × સા સા | સા ગ° ગ° × | ગ°મ° ગ° ર | સા × ર ની |
| ઢો લ × ખ | લં × પ ટ | લો ભ લા × | લ ચ સે લ |
| સા × સા સા | સા ગ° ગ°ગ° | ગ° મ° ગ° ર | સા સા ર ની |
| ઢો × ક રો | કી સ મ ત | કી × કા ર | સા × ઇ ભ=જન |
| સા × સા ની | સા સા ગ ગ | ગ × ગ ગ | મ° પ પ મ=ગ°ર |

| | | | |
|---|---|---|---|
| × × × × | પા × ક બ | ચ ન મે × | મા × × ન |
| સા × × × | સા × ની ની | ની ની નો × | ની × × ની |
| તું × × × | ભે × દ ખ | રો × ક ન | ચ × × ન |
| ની × ધ પ | ગ × પ પ | સા × સા × | સા × × × |
| × × × × | સે × વ ત | અ ન મો લ | આ × × વે |
| સા × × × | મ° × મ° મ° | મ° × મ° × | પ × × પ |
| ગો × × × | પા × ક મ | × ઈ ઓ ર | ઝ × × × |
| ની × ધ પ | ની × ની ની | × ની ની ધ | સા × × × |
| × ન ક કરો | ખ્યા × લ બ | દ ન કી × | ત ન કા × |
| સા × મા ની | સા ગ° ગ × | ગ° મ° ગ° ર | સા સા ર ની |
| ઈ × × એ | દા × ના × | સે × ન સી | હ ત પા × |
| સા × × સા | સા ગ° ગ° × | ગ° મ° ગ° ર | સા સા રની |
| ઈ × ખ રી | બા × તો × | મે × સ ચ | ચા × ઇ ભ=જન |
| સા × સાસા | સા × ગ × | ગ × ગ × | મ° પ પ મ ગ°ર |

દુન્યાના દાવામાં ન દતાઇ રહે, પણ પરમેશ્વરના ગુણ ગાયા કર! પાક વાણીમાં સર્વ નર નારીઓએ માન ધરવું જોઇયે, કારણ બદન જાનથી છુટુ પડશે, એટલે સઘલાથી અલગું રેહવાતું છે. ધર્મનુ તું કામઠું બનાવ, સતનું તું તીર બનાવ, અને તેવા ધનુષ્યબાણ સાથ, ત્હારા કાર્યપર મંડી જા! કારણ કે તુંને એવી એક જગ્યા ઉપર જવાતું છે, કે જ્યાં, ત્હારા તીરકામઠાંથી શું કાર્ય કર્યું, તેનો જવાબ દેવાનો છે.

---

## આ પળ છે ભણવાની!

### પીલું ત્રીતાલ.

અબ સુમરન તું કર લે પ્યારે–અબ સુમરન તું કર લે=
રામ ભજનકી એહી ઘડી હય=અબ.
કાચી કાયા કાચી માયા–કાચો તેરો ધ્યાન હય. [માન=અબ.
ધરતું રામ ભજનમે ધ્યાન=પકકા જબ, તું જ્ઞાન હરે–તબ પુરા અર-
આસકો છોડો, માંસકો છોડો–છોડો સબ હીર્સમાન.
જબ તલક એ સાથ રખો, તો નહી ખુલે તુંજ ભાન=ધર.
ભાઈ પરાયા, માઇ પરાઇ–તુંહી પરાયા માન.
જબ શરીરપે ખાક ચઢી તો પડે અકેલે જાન=ધર.
હસમ કહેતા જો કરો તુંમ–વોહી કરો મન માનકે.
ખોદા સિવા એહી જગમે–કોઇ દોસ્ત નહી માન=ધર.

| ૧ | ૨ | ૩ | ૦ |
|---|---|---|---|
| અ બ સુ મ | ર ન તુ × | કુ ર લે × | પ્યા × રે × |
| **સા પ પ પ** | **પ ધ° પ મ°** | **મ° પ ગ ×** | **મ° પ × ×** |
| અ બ સુ મ | ર ન તુ × | કુ ર લે × | × × × × |
| **મ° મ° ગ° ર** | **સા ર ગ° ×** | **ર ર સા ×** | **સા × × ×** |
| રા × મ ભ | જ ન કી × | એ હી × ધ | ડી × હ ય |
| **સા × × સા** | **સાસા સા ×** | **ની° ની° × ધ** | **ધ પ પ ×** |
| અ બ સુ મ | ર ન તુ × | કુ ર લે × | પ્યા રે × ×=અબ. |
| **પ ની° ધ પ** | **પ મ° મ° ગ** | **ગ મ° પ ×** | **પ પ × ×=મ° મ** |
| કા × × ચી | કા × યા × | કા × ચી × | મા × યા × |
| **ગ° × × ગ°** | **ર સા સા ×** | **ર મ° મ° ×** | **પ × ધ° ×** |
| બીજી વાર | | | **સા ×** |
| કા × ચો × | તે × રો × | ધ્યા × × ન | હ × ય × |
| **પ × મ° ×** | **ગ° ર સા ર** | **ગ° × × ર** | **સા × × ×** |
| **ની° × ધ ×** | **પ × મ ×** | **પ × × ×** | **પ × × ×** |
| પ × કકા × | જ બ તુ × | જ્ઞા × ન હ | રે × તો × |
| **સા × સા ×** | **સા ર ગ° ×** | **ર × × સા** | **સા × સા ×** |
| ત × બ પુ | રા × અ ર | મા × × ન | ધ ર તુ × |
| **ની° × × ની°** | **ધ × પ મ°** | **પ × × ×** | **પ ની° ધ° પ** |
| રા × મ ભ | જ ન મે × | ધ્યા × × ન | × × × ×=અબ |
| **મ° પ પ મ°** | **ગ° ર સા<u>ની</u>** | **સા × × ×** | **સા × × ×** |

જે પળ અને ઘડી જાયે છે, તેજ ભકિત માટે છે. તહારી માયા અને મન કાચુ, છે તે પાકત અનુભવ મેલવશે નહી, તયાં સુધી પ્રભુને બરોબર પિછાણશે નહિ. ત્હારી આશા ઉપર, ત્હારા શરીર ઉપર, ના મુસતાક રહે! કોઇની અદેખાઈ ના કર! જ્યાં સુધી એ વિચાર. ત્હારા મનમાં ભમ્યા કરશે, ત્યાં સુધી ત્હારૂ ભાન ઉતમ થશે નહિ. ભાઇ, અને માઈ સઘલા સ્નેહી સગાઈ, ફોકટ છે, કારણ કે મોત આગળ તેઓ એકલા રહેવાના છે. કે જ્યારે, ત્હારૂં શરીર દટાઇ જશે. દુન્યામાં જે કાંઈ તુંને કરી લેવું હોય, તે પુર મન સાથ કરી લે, કારણ કે, આ જગતમાં ખુદા સિવાય ત્હારો કોઈ દોસ્ત નથી.

---

## ગુણીઓના ગુણ ગાવો! ભેરવી ત્રીતાલ.

ગાયે તું નિત ગુણ ગુણીયનકે—જેજ માન નિરંતર પાળે=ગાયે.
ઉત્તમ જાણો એ દેહે માનો—એક નમન સો દુસ્મની ટાળે=ગાયે.
જાય ચતુર ગુણી સુજજનકે દવાર—શાંત સમયસે ર્‌હો નિત હાળે=ગાયે.
નાથ નિરંજનકો ખુશ રાખે—પાય વીપત ના ર્‌હો કોઇ કાળે=ગાયે.

| ૧ | ૨ | ૩ | ૦ |
|---|---|---|---|
| × ગા × યે | તું × નિ ત | ગુ ણ ગુ ણી | ય ન કે × |
| **સા<u>ધ° × ની°</u>** | **સા × ર° સા** | **ગ° ર ગ° મ°** | **ગ° ર° સા ×** |

એ × જ ભા × × વ નિ રં × ત ર પા × જે ×
સાધ° પ પ × પ પ પ ગ°× મ° મ° ગ° ર° સા ×

ઉ × ત મ જા × ણો × એ × દે હે મા × નો ×
ધ°મ° ધ°ની° સા × સા × ની°× સા સા ર૦ સા ધ° પ

એ × ક ન મ ન સો × દુ શ મ ની ટા × જે ×=ગાયે
પ × પ પ પ પ ધ° પ ગ°ગ° મ° મ° ગ° ર° સા ×

ગુણીઓના ગુણ ગાવામાં આપણી મોજ સમજવી. અને એવીજ રીતે ચાલવાથી આપણે સુખી રહીશું. આપણા શરીરને, સુખ વાસ આપવો હોય, તો કોઇપણ સાથે દુશમની રાખવી નહી, કારણ કે તેમ કરવાથી, શરીર હરદમે બળતું રહે છે. જે મનુષ્ય "જ્ઞાનના સ્થાનમાં" રહે છે, યાની જ્ઞનીના સમાગમમાં-મનને તૃપ્ત કરે છે, તે હંમેશ સુખ શાંન્તિમાં રહે છે. જે, પોતાના પાક પિતાને, ખુશી રાખવા જેવા કાર્ય કહે છે, તે કોઈ કાળે પણ વિપતી જોશે નહી.

---

## અહુરાને નમન । ભેરવી–દાદરો.

અહુરને નમન ધર–મનરે ધીરે=અહુરને.
આતશ પાણી–તેની શાની–ભાન રાખીને ગણરે=અહુરને.
ગાવો નિત્ય તેને સઉઆ–તેજ મન, તેજ તન ભણરે=અહુરને.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ |
| અ હુ ર | ને × ન | મ × ન | ધ × ર | મ ન × | રે × × |
| ગ° × ર° | સા રે°ની° | સા×સા | સામ°મ° | સાસા × | ર°મ°મ° |
| ધી × × | રે × × | અ હુ ર | ને × ન | મ × ન | × × × |
| પ ધ°પ | મ° × × | ગ° × ર° | સા ર°ની | સા ×સા | × × × |
| આ × × | ત ×શ | પા × × | ણી × × | તે × × | ની × × |
| ધ° × મ° | ધ° ×ની° | સા × × | સા × × | ની°× × | સા× × |
| શા × × | ની × × | ભા × ન | રા × × | ખી × × | ને × × |
| ર° ×સા | ધ° × પ | પ × પ | પ × × | પ ધ° પ | મ°પ મ° |
| ગ × ણુ | રે × × | | | | |
| ગ° × ર° | સામ°×=અહુર | | | | |

તે પાક અહુરામજદ ને હંમેશ નમો, તેજ તમારા મનમાં, તનમાં સઘલી રજકણમાં છે. આતશ, અને પાણી, ઇત્યાદી તેનાં ખરાંજ નુર છે. કોઇ જગ્યા એવી નથી કે જ્યાં અહુર નહી–કોઇ કામ એવું નથી, કે અહુરા વગર પાર પડે. માટે તેને નમો ।

---

## ધર્મ વિનાનું સઘલું ખોટું. ભેરવી–ત્રીતાલ.

ધરો ધર્મે ધ્યાન સારૂ–તે વિન કઇ ટળે ન=ધરો.
ભલે પક્ષી પાંજરે શોભે–વૃક્ષ વિન તેને અકારૂ=ધરો.
ધર્મ વિના ન માયા જાણે–ન જાણે ન્યાયના કાગ.
ધર્મ વિન સ્થુળ છે કાન્ત–જાય હરનું નામ=ધરો.

ભલે અન્ન હોય ખાવાને ભારે—ન પાણી વન પચવાનું=ધરો.
ધર્મ સમજથી યગ્ન દેવાય—માત પિતાનો હેત લેવાય.
ત્યાંથી દૈવનું સ્મરન ભાસે—પછી હર ચિત્ત જાય=ધરો.

મોતી હીરે તખ્ત જદીત છે—રાજ્યપતિ વન ન શોભનારૂ=ધરો.
ધર્મ સ્લોકે ભાન ખીલે—તનને શાંન્તિ થાય.
મન ખીલી કરે ઉનન્તી—તેથી હરિગુણ ગાયે=ધરો.

| ૧ | ૨ | ૩ | ૦ |
|---|---|---|---|
| ધ × રો × | ધ × ર્મે × | ધ્યા × × ન | સા × રૂ × |
| પ × ધ°પ | ગ° × ગ°સા | સા ર° ગ°મ° | ગ° ર° સા × |
| તે × × × | વિ × ન × | ક × ઇ ટ | ળે × ન ×= |
| સાપ × × | પ × પ × | પ × ધ°ની° | ધ° પ મ°× |
| ભં × લે × | પ × ક્ષી × | પાં × જ રે | શો × ભે × |
| સા× સાર° | ગ° × મ° × | ગ° × મ°મ° | મ°ગ°ર°સા × |
| ઠ × × ક્ષ | વિ × ન × | તે × ને અ | કો × રે ×= |
| પ × × પ | પ × પ × | પ × ધ°ની° | ધ° પ મ°× |
| ધ × ર્મ વિ | ના × ન × | મા × યા × | જા × ણે ન |
| ધ° × ધ°ધ° | ધ્રુ°મ°ધ°ની° | સા × સા × | સા × સા × |
| જા × ણે × | ન્યા × ય ના | કા × × × | × × × મ |
| ની°× ની°× | સા × સાસા | ર° × સા × | ની°ધ° પ × |
| ધ × × ર્મ | વી × ના × | સ્યુ × × ણ | છે × કાન્ત |
| પ × × પ | પ × પ × | પ × ધ્રુ°ની° | ધ્રુ° પ મ°× |
| જા.× × ય | હ ર નુ × | ના × × × | × × × મ |
| પ × × × | પ પ પ ધ° | મ° પ ધ° પ | × મ°ગ° ×=ધરો |

## વ્હાલા ઇરાનની યાદ. ભેરવી—ત્રીતાલ.

જાગોરે દીનદારો—ઓ હીતદારો—ધરો ધર્મ યાદી.
કોમે આબાદી—સત હીત ધારી=જાગો.
વંશ કયાં—કયાં વતન છે—કયાં કૈખુસરૂ—કયા તહેમતન—કયાં વસીલો વાડી=

કાબેલ કેરસાસ્પ—જહાંગીર ને તુર—તમુર બરજોર, નૌશીરનો નુર.
કયાં ઇરાનશાહી ગાદી=ઓ હીતદારો.

જાલ અકકલમંદ—તેહેમુરસ દેવબંધ—દાનાવ જમશેદ ગુસતાસ્પ નુરમંદ.
"કિયાની ઝુન્ડાની જાલી"=ઓ હીતદારો.

રે દતાઇ છે મતા—ઇરાનની એમુળ—કયાં ગયું તે નામ આજ,
કયાં ગયુ તે મૂળ.—લેવો સંજીવન કરી—નામ ઇરાની લોહી.
પાક દીનને આ મહજબ—લેત્ર અષોઇએ પોઇ—બળથી, વધો, ઉઠી જાગી=

લાવો રહેમભાવ-સાથે પ્રેમ દાવ-સંપ સલાહથી
તમ ધાવ. ધરી અહુરની યાદી=ઓ હીતદારો.

| ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|
| જા × × ગો | રે × દી ન | દા × રો × | ઓ × હી ત |
| **પ ધ°× પ** | **પ × ધ°ની°** | **ધ° પ મ°×** | **પ × ધ° પ** |
| દા રો × ધ | રો × ધ મેં | યા દી × કો | × મે આ × |
| **ર ગ° × ની°** | **સા ર ગ° મ°** | **ર ગ° × ની°** | **સા ર ગ° મ°** |
| બા દી × સ | ત ત હી ત | ધા × × × | રી × × × |
| **ર ગ° × ર°** | **સાસા ર ની°** | **સા ર° × ×** | **સા × × ×** |
| વં × × શ | ક યા × × | ક યા વ × | ત ન છે × |
| **સા × × ર°** | **ગ° × મ°×** | **ગ° મ° મ°×** | **ગ° મ° ર° સા** |
| કયાં × × કે | ખુ શ રૂ × | કયાં × ત | હે મ ત ન |
| કયાં × × વ | સી × લો × | વા × ડી ×= | ઓ × હી ત |
| **ધ°× પ ×** | **પ × ધ°ની°** | **ધ° પ મ°×** | |
| રે દ તા ઇ | છે × મ તા | ઇ રા ન ની | એ × મુ ળ |
| **ધ° પ પ પ** | **પ × પ પ** | **ગ° પ પ પ** | **ધ° પ ગ° રસા** |
| કયાં × ગ યુ | ના મ આજ | ક યા ગ યુ | તે × મુ ળ |
| **ગ° ર ગ°×** | **ગ° ર ગ°×** | **ર° × સાસા** | **ર° × સા ×** |
| લે વો સંજી | વ ન ક રી | એ ઇ રા ની | લો × હી × |
| **સા સા ગ° ગ°** | **મ° × મ° મ°** | **મ° મ° મ° પ** | **મ° × × ×** |
| પા ક દી ન | આ મ જ બ | લે વ અ પો | ઇ એ ધો ઇ |
| **ગ° ગ° ગ°×** | **ગ° ર ગ°×** | **ગ° × ર° સા** | **સા ની° સા×** |
| બ × જે વ | ધો × ઉ ઠી | જા × ગી ×= | ઓ × હી ત |
| **પ × પ પ** | **પ × ધ°ની°** | **ધ° પ મ°×** | |

આપણા ઇરાની વંશજો શું કરી ગયા છે, તે આ દીનદારો તપાસો! તપાસો અને યાદ કરો કે, તેઓએ પોતાનુ બળ, ધર્મ ઉપરનું બળ, ન્યાય ઉપરનું બળ, પોતાની દીન, અને કોમ તરફનુ બળ કેવું તીવ્ર. કેવું હીમ્મતવાન રાખ્યું હતું. તેજ તેક, તેજ જોર તેજ, તાર અને તેજ ધમક આજે પણ આપણે ફરી કરી શકશું. તે, પરસપર દયા ધર્મના વર્તણથી, પરસપર પાક પ્રીતથી. રૂડી પરવરશ કરવાની ચલણથી. ગરીબને પડોસમાં લઇ, લાયક મદદ કરવાથી, અજ્ઞાનતા પર, શ્રમ લઈ જ્ઞાન ફેલાવવાથી, તે સઘળું કરી શકીશું. ઓ પ્રીય જણો, મદ હોય તે મારો, ક્રોધ હોય, ત્યાં પ્રેમ લાવો, ગેરસમજુતી ઉપર સદાનો પરદો નાંખો. જ્યાં સુધી આ સઘળુ એક એકથી પ્રકાશ કરવામાં આવશે નહિ, જ્યાં સુધી, "કોમના સંપની સાંકળ" ની એક એક કડી પ્રકાશીત થશે નહીં, ત્યાં સુધી શ્રમ, લેવાવો, અને ધર્મ પળાવો જોઈએ! આ તે પ્રકાશીત "ખુરશેદ" ઉગે, કે જ્યારે સઘળું સુખમાં શાન્તીમાં સંપમાં પમરતું પાર પડે! આમીન.

*God Save the King.*

# A Model Commercial Institution.

# BANAJI'S

# TUTORIAL COMMERCIAL CLASS.

Undertakes to Coach up students for Advanced and Senior London Commercial Examinations held in Bombay April-May every year. For the last twelve years this Institution has passed out the **Largest Number** of Students from all the Classes in India and has succeeded in obtaining numerous First Class Honours and Distinction Certificates, and enjoys the recognition of the Indian Government.

## The Keynote of Unique Success.

The Keynote of unique success of this Institution in entirely due to the **personal** teaching of the Principal, Mr. M. S. BANAJI, F. N F. A. (*London*) prizeman and honoursman, who keeps himself in constant and expensive touch with the most up-to-date lines of teaching as obtaining in England and America, and is thus enabled to prepare his students for Senior London Examinations after **4 months coachiag** while other institutions, including socalled Colleges, take full **15 months** for the same course, because while in this Institution the Consciencious teaching of the Principal is at the disposal of the students, in majority of other Commercial Institutions the students are left to the tender mercies of **ill-paid and inefficient teachers.**

Fee for full course of Senior Examinations Rs. 100, payable by easy monthly instalments of Rs 6.

## Students admitted upto 15th September 1917.

Detailed Prospectus, Post free on application.

Apply to—

**Mr. MANEOK S. BANAJI F. N. F. A. (London.)**

*Proprietor and Principal Banaji's Tutorial Commercial Class.*

GOVALIA TANK ROAD, BOMBAY.



**એરીસટોક્રેટીક અને ફેશનના ચાહનારાં,**
**સોખીન બાનુ અને ગ્રહસ્થો માટે, ખાસ**
**એક મોહક અને નમુનેદાર ધામ**
જે મા
ભેટ સોગાતની, **તરેહવાર** જાતની નવી
નવાઇની, હર હર તરાહની ચીજોનો મન
ગમતો **સેલકશન** હમારે ત્યાં હમેશ તૈયાર
અને
**કીફાયતે ભાવે** મલતો
રહે છે.

**હુન્નરની હરોલમાં**
**કળા અને કુનેહમાં**
**ફેશ અને ગેટઅપમાં**
બાહોશ, **આગેવાન**
અને
પેહલું

**ફોટ | બેશો કંપની– જાપાનીઝ હુન્નરમંદી. | હોરનબી રોડ.**

આજે
દુન્યાના ઘણાક ભાગો
જ્યારે **લડાઇમા રોકાયલા** છે,
ત્યારે
સઘળી બાબદોમાં દરેક સગવડ આપવામાં વડાઇ
લેતુ
આ **ચંચલ જાપાન**, તમારે ઘરને
સુખડે, જાત **જાતની વસ્તુઓ, સ્નેહીઓ** અને
**દોસ્તોને પ્રેઝન્ટ કરવા લાયક, કયુરોઝીટીસ** સાથે તમારી ખીદમત માટે
ખડું છે.

ફકત એકજ ફેરો ખાઇ, માલ અને **નવાઇ તપાસી** લેઇ જઇ નોધ લેશો. **તો "બેશો કંપની"—પોતાની કદરસનાસી માનશે.**

સર્વ જાતને બરની, અને રીવાજને અનુસરતી ચીજો, જોવાથી ખાતરી થશે.

હુન્નર જોઇતો હોય તો!
સસતા ભાવ સાથ સુંદરતા જોઇતી હોય તો!
લખો–યા મલો!

**બેશો કંપની,**
હોરનબી રોડ, કોટ– **મુંબઇ.**



સુતરાઉ અને ગરમ કાપડનો, રેસમ
પટા, કોર, દાણા સ્પેન્ગલ જીક ચલક
તથા કસબનો
કીસબી વેપારી—

મુંબઇની મોજીલ પ્રજામાં એકે બોલે
વખાણયલો અને ભરૂસેદાર ધંધાદારી

માલની સ્વચતાઇ સાથ
કીમતમાં સવલટાઇ
અને
કીફાયત
ભાવો.

કામમાં કળાબાજ અને
કુશળ સસતુ અને સરળ
વાયદાના વખતસર,
માલની તૈયારી કરી
બતલાવતું જાણીતું
ધામ.

ગ્રાંટરોડ—પીરોજશાહ ફરામરોજ—મુસ બીલડીંગ

૨૦ વર્ષની
અમારી દુકાન—
એજ અમારા ટેક અને
પ્રમાણીક આદતની
સરટીફીકેટ છે—
ટોપી—ઉંચી મખમલની ટોપી—
અમારી સ્પેસ્યાલીટી
તે
અમારી હાઇ-કલાસ ટેલરીંગ અને ફીનીસ—

———:o:———

ઉંચા દીઝાઇનના—સુવાલા ફુમાસના—તરેહવાર જાતના
સદરા—તથા લેટસપીસ.

ઘર સંસારી ખોરાકી મલશે
બીસકીટ, જામ, જેલી વિગેરે
હમેશ બજાર ભાવે
દરેક ટાંકણાને બરની
કસતીઓનો મોટો જથ્થો હમેશ
તૈયાર છે.

એકજ વાયદો
એકજ ભાવ
ચોખ્ખો માલ
અને
સસતું દામ
મલો, યા લખો !

પીરોજશાહ ફરામરોજ,
ગ્રાંટ રોડ—મુસ બીલડીંગ.



ચિત્રકળાનો નાદર નમુનો દેખાડતો
ફોટોગ્રાફીક સ્ટુડીઓ—લાઇટ અને
શેડનો પુરતો અનુભવ ધરાવતા
આરટીસ્ટની તસવીરો, એક
સીટીંગથી માલમ પડશે—
ઉંચી હુન્નરમંદીનો
દીલપઝીર
ફોટો

**ડૉન ફોટોગ્રાફીક—સ્ટુડીઓ**

ઓકની ફ્રેમના
તરેહવાર ડીઝાઈન,
ફ્રેમ કરવા માટે
દેખાડવામાં આવે છે. ભાવ
સરસ—અને—કામ સરસ.

હારમોન્યમનું રીપેર કામ, ખાતરીદાર
માલ મસાલો વાપરી કરી આપવામાં આવશે.
રીટચીંગ, પ્રીનટીંગ—વિગેરે—એમેચ્યુર માટે—
ગમે એવા જુના ફોટો ઉપરથી બ્રોમાઇડ એનલાર્જમેન્ટ
બનાવીશું.

લખો, યા મલો.

**“ ડૉન ” સ્ટુડીઓ.**
ગોવાલ્યા ટેન્ક—**મુંબઇ.**

---

# ALBERT & Co.

CHEMISTS & DRUGGISTS,
General Merchants AND Commission Agents.

We take this opportunity of bringing to the attention of our local, as well, as our up-country clients that, we get all our requirements direct from Home which enables us to supply to our worthy clients, not only fresh stuff, but even the minimum quantities at the lowest wholesale prices.

We stock in largest quantities.
All Sorts of PROVISIONS and oilmanstores.
BURGOYNE & BURROWS WELCOME chemical preparations.
All sorts of English & American patent medicines.
Medical Instruments.
Varieties of perfumery and toilets, of teas, Etc., etc., etc.

We have opened a Side branch in our establishment, to supply all sorts **of mill & gin stores, fruits, vegetables,** and **fish** etc., also household **requisites of all varieties within** a very short period of notice, with very reasonable **margin of commission.**

We guarantee to charge **lowest commission** over the **original** and **honest invoices** of goods bought.

A trial order is earnestly solicited for which we assure you every satisfaction in packing prompt despatch.

ALBERT & Co.,
MISS HAMABAI PETIT MANSIONS,
Sleater Road, Near Grant-Road, Railway Station.

# કર્તાના બીજા પુસ્તકો.



"મિનોઇ મજાહ"—(પાક અષો જરથુસ્ત્ર તથા અહુરામજદાની ભક્તિ-ભાવના ગાયનો નોટેશન સાથે) કીમત આના ૪

"મધૂરિકા"—(યાને સુબોધ સંગિતની રંગીત રચના તરજુમા સાથે) કીમત આના ૧૨

"કયાની કિર્તન"—(યાને ગયોમર્દથી, શાહ જમશેદ અને ઝુહાકનું દાસ્તાન-સંગિત) કીમત આના ૪

"સગન સંગિત"—(નવજોત, લગનના સર્વે સગન, વરસ ગાંઠ, તથા સુભ પ્રસંગના ગાયનો)—નોટેશન સાથે—કીમત આના ૬

"રેહબરે રોશની"—(અષો જરથુસ્ત્રનું જન્મ વૃત્તાંત, બેત તથા સંગિત-નોટેશન સાથે) કીમત આના ૮

"દાદારનું દાસ્તાન" ... ... ... કીમત આના ૨

"ભાવિક ભક્તિ" ... ... ... કીમત આના ૮

"મધૂરિકા"ના ગાયનોની બની શકે તેટલી નોટેશનનો હવાલો "સગન સંગિત" તથા "રેહબરે રોશની" માંથી મલશે.

"નસીબનો નાઝ" નામની અતિ દીલપઝીર વાંચવાજોગ વારતા હાલ છપાય છે.

ચોપડીઓનું મલવાનું ઠેકાણું:—"ડોન" ફોતોગ્રાફીક સ્તુડીયો, ગોવાલ્યા તેંક રોડ, મુંબઇ. તથા

મેશર્સ જાંગીર કરાણીના છોકરાઓ, તથા મી૦ મુકાદમ બુકસેલરને ત્યાંથી મલશે.

